શ્રી।

# ડરીતુ મહોત્સવ આનંદ.

સંવત ૧૯૭૩ મા

## શ્રી અધીક પુરષોત્તમ ભાદ્રપદ માસમાં
## શ્રી સુરત મોટા મંદીરમાં થયેલા
## ષડરીતુ મહોત્સવનું વર્ણન.

કર્તા

**વૈષ્ણવ ત્રીકમદાસ શીવદાસ**

ગામ નવાપુરાવાલા.

છપાવી પ્રસિદ્ધકર્તા

**વૈષ્ણવ મણીલાલ હરીલાલ પેટલાદી**

ઠે૦ મોટામંદિર,—સુરત.

સુરત ચૌટાના પુલ ઉપર આવેલી પોષ્ટ ઓફીસ સામે

“ **સુરત સીટી** ” પ્રિન્ટીંગ પ્રેસમાં

ઠાકોરદાસ માનસિંહે છાપ્યું.

# શ્રી અધીક માસ આનંદ વર્ણન.

## ધોળ ૧ લું

(રાગ બરાંણપુરી.)

શ્રી વલ્લભ ચરણ ચીત્ત લાવું. શ્રી કૃષ્ણરૂપ હૃદમા ભાવું;
પ્રભુની લીલાના જશ ગાવું, અતી પ્રેમ ધરી. ૧
શ્રી નંદ જસોદાના બાળ, જાણો શ્રી કૃષ્ણ કૃપાળ,
કીધી લીલા બહુ-રસાળ, વ્રજ ગોકુળ તની. ૨
એ પ્રભુની ઇછ્છા જાણી, શ્રીમદ વલ્લભ પ્રમાણી;
નીજ આનંદ હૃદયે આણી, પધરાવ્યા નીજ ગ્રેહ. ૩
શ્રી વલ્લભના ઘર ભાવ્યા, વ્રજથી ગોકુળ વસાવ્યા:
લીલા સામગ્રી સંગ લાવ્યા, રહ્યા આનંદ ભરી. ૪
તે આપરૂપ નંદલાલ, નામ બાળકૃષ્ણ રશાળ;
હરખે શેવે શ્રી વલ્લભ બાળ, કીધા સુરત નીજ ધામ. ૫

### સાખી ૧ લી.

ધામ સુરત વખાણીયે, છે મોટા મંદીર નામ
નંદ ભુવન સમ શોભના, બીરાજે સુંદર શ્યામ.

સુંદર શ્યાંમ જસોદા બાળ, સેવે શ્રી બ્રીજરત્નલાલ;
અરપે સામગ્રી રશાળ, નીત્ય ધરે કરી વ્હાલ. ૧
વ્હાલ રાખે પુરણ પ્રીતે, શુદ્ધ પુષ્ટી ભગ્તી રીતે;
રીઝવે સર્વ ભાવથી પ્રીતે, રાખે પ્રસન્ન શ્રી નાથ ૨
શ્રી બાલ કૃષ્ણરૂપ અનુપ, સાત નીધીમા સ્વરૂપ;
છઠી ગાદીના એ ભુપ, છે પ્રતાપ અતુલ. ૩
શ્રી પુરણ પુરષોત્તમ લડાવે, શ્રી બ્રીજરત્નલાલ બહુ ભાવે;
અમોલ આભ્રણો ધરાવે, આરોગાવે નાના ભોગ. ૪

સાખી ૨ જી.

વીવીધ ભોગથી રીઝવે, નીત્ય સમય લીલા નીરખાય;
ઉત્સવ લીલા અધીક છે, વળી મોટા મનોરથ થાય.

બહુ બહુ સમયે મનોરથ થાતા, પ્રેમ અવધી જેમ ઉભરાતા;
તેમ મહારાજશ્રી હરખાતા. થતા આનંદ ઘણાં. ૧
આ વર્ષ વીદ્યમાન, જેમા ભગ્તીનું છે સ્થાન;
અધી પુરષોત્તમ ભગવાન, ફરી પધાર્યા મહી. ૨
માસ ભાદ્રપદ કેવાય, પુન્યરૂપ પ્રભુ પ્રગટાય;
મહીમા શાસ્ત્રમા ગવાય, ભગ્તી અધીક અધીક. ૩
શ્રી બ્રીજરત્નલાલ મન ધારે, અધીક મહીમા અનુસારે;
મનોરથ કરવા ભારે ભારે, શ્રી નીધી પ્રભુને. ૪

સાખી ૩ જી.

શ્રી બાલકૃષ્ણ પ્રભુને રીઝાવવા, થયો અધીક આરંભે વિચાર;
નીજ જન સાથ નીશ્ચય કરી, કરવા કારજ નીરધાર.

આજ્ઞા કરી આપ મહારાજ, સેવક કરવા લાગ્યા કાજ;
સામગ્રીના મોટા સાજ, કરી ભરે છે ભંડાર. ૧
સવંત શતઓગણીસ વખાણો, ઉપર તોતેર પ્રમાણો;
ખટરીતુના ઉત્સવ જાણો, કરવા નીર્ણય થયો. ૨
ઉત્સવ ક્રમ તીથી ઠરાવી, સરવે વૈષ્ણવને જણાવી;
દેશ પ્રદેશે પ્રગટાવી, જાણી હરખે સજ્જન. ૩
મોટા મનોરથ ઓછવ થાશે, છપન ભોગ ભાત મનાશે;
લીલા નીત્ય નવી નીરખાશે, શ્રી વલ્લભ કૃપારે થકી. ૪

સાખી ૪ થી.

કૃપા શ્રી વલ્લભ કુલ તણી, વૈષ્ણવ બહુ હરખાય;
પુરણ બ્રહ્મને નીરખતા, પુરશોત્તમ અધીક દેખાય.
હીશેરૂપ અધીક સાક્ષાત, ઓછવ આનંદ રૂડી ભાત;
થાતા સાતેમને પ્રભાત. પ્રથમ રામ દરશન. ૧

# શ્રી રામ નોમી ઉત્સવ. પદ.

## રાગ ધનાશ્રી.

પ્રગટ્યા શ્રી રામચંદ્ર ભગવાન, રામચંદ્ર ભગવાન. ટેક.
અવધપુર આનંદ નીરખાયે, શ્રી વલ્લભ સુજાન. પ્રગટ્યા. ૧

પોષ્યપદી આઠેમ શુકલ દીન, પ્રભાત દરશન માન. પ્રગટયા. ૨
જન્મ વીધી પંચામ્રત લીલા, નીરખાવી કૃપા નીધાન. પ્રગટયા. ૩
આભણુ ભોગ પ્રભુને બહુ ધરીયા, રાજ લીલા સનમાન. પ્રગટયા. ૪
ફુલમંડલી દરશન દીધા, નીરખ્યા શ્યામલવાન. પ્રગટયા. ૫
મંગલ સાજ શોભા મંદીરે, મંગલ કીરતન ગાન. પ્રગટયા ૬
શ્રી વલ્લભ સુત આનંદ સાગર ભગતને દે' સુખદાન. પ્રગટયા. ૭
જય જય શોહોર ભીડ જન કરતા દરસનના છે ધ્યાન. પ્રગટયા. ૮
લીલા અલૌકીક શ્રી વલ્લભની નીરખે ભાગ્યેગવાન. પ્રગટયા. ૯

---

## ( શ્રીગુશાઇજીનો ઉત્સવ. )

### ધોલ.

(રાગ—ચાલો સખી શ્રીગોકુલે જઇયેરે.)

આવો શ્રીબાલકૃષ્ણજીને નીરખીયેરે, લીલા દરશણુ કરી મન ઠરીયે.
આવો. ટેક.
શ્રીવ્રીજરત્નલાલ મહા ગુણનાનરે, જાણો રૂપ એ શ્રીભગવાનરે.
આપે નીજ જનને સુખદાન, આવો શ્રીબાલકૃષ્ણજી. ૧
સુદી નોમી રવી પ્રગટાયેરે, શ્રીગુશાઇજીનો ઉત્સવ મનાયેરે.
જન્માષ્ટમી ભાવ કેવાયે, આવો શ્રીબાલકૃષ્ણજી. ૨

કેસરી વસ્ત્ર મહારાજ સોહાવેરે, સોનાપલને પ્રભુને ઝુલાવેરે.
શ્રીવીઠલનાથ રૂપ નીરખાવે, આવો શ્રીબાલકૃષ્ણજી. ૩

નાના ભાત ખેલોને ખેલાવેરે, વાલો પ્રફુલીત ઝાંખી કરાવેરે.
શ્રીબ્રીજરત્નલાલ હુલરાવે, આવો શ્રીબાલકૃષ્ણજી. ૪

આભણ સણગાર ભારી ધરાવ્યારે, મહાભોગ તેવા આરોગાવ્યારે.
જન્મલીલા ભાવે રીઝાવ્યા, આવો શ્રીબાલકૃષ્ણજી. ૫

ઓછવ ભાવ એ છે રસરૂપરે, શ્રીગુસાંઇજીને શ્રીગીરીધર રૂપરે.
બેહુ જાણો એક તદ્રુપ, આવો શ્રીબાલકૃષ્ણજી. ૬

શ્રીવીઠ્ઠલનાથ પ્રાગટની લીલારે, જાણે વૈષ્ણવ કોઇ વીરલારે.
જ્યારે કૃપા કરે એ રશીલા, આવો શ્રીબાલકૃષ્ણજી. ૭

ઊત્સવ વ્હાલો એ શ્રીગીરીધરનેરે, અતી આનંદ શ્રીવલ્લભ વરનેરે.
ગુઢ લીલા કવી શું વરણું, આવો શ્રીબાલકૃષ્ણજી. ૮

બહુ ભીડ વૈષ્ણવની ભરાતીરે, મંદીર ચોકમાં નથી સમાતીરે.
પણ ઝાંખી સરવને થાતી, આવો શ્રીબાલકૃષ્ણજીને નીરખાયેરે. ૯
લીલા દરશણ કરી.

---

## ( શ્રીગંગાદશમીનો ઊત્સવ. )

---

### ધોલ.

(રાગ—શ્રીનાથજી ને છેલ બીરાજતા જો.)

જેજે બોલો શ્રીબાલકૃષ્ણલાલની જો,
બલીહારી શ્રીવલ્લભ કુલ બાલની જો. જેજે બોલો શ્રી. ટેક

અધીક માસમા અધીક કૃપા કરી જો,
નીત્ય નવા આનંદ દો ફરી ફરી જો. જેજે બોલો શ્રી. ૧
સુદી દશમીને સોમવાર કહાવીયો જો,
શ્રીગંગાજીનો ઊત્સવ દરસાવીયો જો. જેજે બોલો શ્રી. ૨
શ્રીગંગાદસમી તે ગંગાજન્મ જાણીયે જો,
પુષ્ટીભાવે શ્રીજમનાજી પ્રમાણીયે જો. જેજે બોલો શ્રી. ૩
લીલા ઊત્સવ બગીચામા થાય છે જો,
ભર્યા તીર્થરૂપ સરોવર શોહાય છે જો. જેજે બોલો શ્રી. ૪
શ્રીગંગા—જમનાજી પ્રત્યક્ષ પધારીયા જો,
શ્રીબાલકૃષ્ણલાલ મધ્ય બીરાજીયા જો. જેજે બોલો શ્રી. ૫
ફરતી નાવો વલી મચ્છ કચ્છ શોભતા જો,
ફુલ બંગલા સોભાય મન લોભતા જો. જેજે બોલો શ્રી. ૬
જલ ક્રીડા લીલા શોભા જોઇ રહ્યા જો,
અદ્ભુત લીલાથી જન સહુ ચકીત થયા જો. જેજે બોલો શ્રી. ૭
ઉષ્ણકાલ રીતુભાવ ભોગ સાજીયા જો,
શીતલ સામગ્રીથી પ્રભુને રીજાવીયા જો. જેજે બોલો શ્રી ૮
શ્રીબીજરત્નલાલ આપ છે ચતુર ઘણા જો,
નાથ રીજવવામા રાખતા નથી મણા જો. જેજે બોલો શ્રી. ૯
સંજ ભોગસમે લીલા એવી મન વસી જો,
વૈષ્ણવ જનની તે ભાડ ભારે ખસી જો. જેજે બોલો શ્રી. ૧૦
એ તીથીની લીલા વરણી કહી જો,
શ્રીવલ્લભ કૃપાયે ચવાસે બીજી જે રહી જો. જેજે બોલો શ્રી. ૧૧

# શ્રી મહા પ્રભુજી પ્રાગટ તથા વામન જયંતી તથા નરસીંહ ચતુરદસી જયંતી ઉત્સવો.

## ધોળ.

ગરબાનો રાગ. (મણીધર મોહલે પધારો—સાખીનો.)

બલીહારી શ્રી વ્રીજરત્નલાલ સદા બાલકૃષ્ણ લડાવો,
નીજજનના છો પ્રાણ લીલા નૌતમ નીરખાવો. બલીહારી શ્રી ટેક.

સાખી ૧ લી

શેહેર સુરત શોભાવતા પ્રભુ પુરણા નંદના ધામ,
અધીક પુરષોત્તમ માસમાં થતા અધીક આનંદ ચેઠામ. સદા બલીહારી

સાખી ૨ જી

શ્રીનીધી પ્રભુને રીજાવતા પ્રભુ પુરણા નંદના ધામ.
નીત્ય નવા ઓછવ કર્યો મોટા મનોરથ કાજ. સદા બલીહારી.

સાખી ૩ જી

સુદી એકાદશી ભોમ છે મહા ઓછવ મનાય,
વૈશ્વાન્નર શ્રી વલ્લભ પ્રભુ પ્રાગટ લીલા થાય. સદા બલીહારી.

સાખી ૪ થી

જન્મા અસ્ટમી ભાવ છે, શીનગાર ભોગ પ્રમાણુ;
મંગલ ધામ શણુગારીયા વાગ્યા નગારા નીસાન. સદા બલીહારી.

સાખી ૫ મી

મંગલ સ્નાન કરી ધર્યા કેસરી વસ્ત્ર પરીધાન,
શ્રી વલ્લભરૂપ દર્શાવીયા બ્રીંજરત્ન તેજ દીપ્યમાન. સદા બલીહારી.

સાખી ૬ ઠી

પ્રભુ સેવામાં પધારીયા પ્રેમે અતી ઉમંગ,
શણુગાર ભારે શોભાવીયા હીરા મુક્તા નવરંગ. સદા બલીહારી.

સાખી ૭ મી

પલના ઝાંખી થાય છે ઝુલ્યા શ્રી બાલકૃષ્ણુલાલ,
ફરી મહા પ્રભુને ઝુલાવીયા થયા દરશન અધીકરશાળ સદા બલીહારી.

સાખી ૮ મી

બીવીધ ભોગ પ્રીતે ધર્યા થાય પ્રસન્ન શ્રી બ્રીજરાય,
દરશન દ્વારે ખોલીયા અતી ભીડ વૈષ્ણુવની થાય. સદા બલીહારી.

સાખી ૯ મી

બારશ શુધ ઓચ્છવ છે શ્રી વામન અવતાર.
મધ્યા ને પંચામૃત થયા જન્મ વીધી પ્રકાર. સદા બલીહારી.

સાખી ૧૦ મી

શણુગાર ભોગતે રીતના વલી ફુલ મંડલી સાર,
શ્રી વામન રૂપ દરશન સદા ભાવ અંતર સુખકાર. સદા બલીહારી.

સાખી ૧૧ મી

ચતુરદશી સંજા સમે દીનવાર શુક્ર છે જાણ,
શ્રી નરશીંહજી પ્રગટીયા ભાવ ઉત્સવ વખાણ. સદા બલીહારી.

સાખી ૧૨ મી

પંચામૃત વીધી થઇ ભોગ શણુગાર જે રીત,
સામગ્રી શીતલ ધરી ફુલ મંડલી કરી છે પ્રીત. સદા બલીહારી.

સાખી ૧૩ મી

શ્રી નરહરી ભાવે નીરખીયા શ્રી બાલકૃષ્ણ સુખરાસ,
દરસન કરી શીતલ થતા વાધે વૈષ્ણવ મન હુલ્લાસ. સદા બલીહારી.

સાખી ૧૪ મી

ત્રીલીલા ઓછવ કથા વરણ્યો થોડે સાર,
હવે પછી વલી ગાઇશું શ્રી વલ્લભ કૃપા આધાર. સદા બલીહારી.

સાખી ૧૫ મી

ભીડ દરશનમાં ઘણી જન વાધે નીત અપાર,
શેહેર અને પરગામના વેગે આવે નરને નાર. સદા બલીહારી.



# (જળ જાત્રા તથા શરદ પુનેમનાં ઉત્સવ.)

## ધોળ.

(રાગ ગરબાની દેશી.) (ગરબે રમવાને ગોરી નીસર્યાંરે લોલ.)

આનંદ સાગર બહુ ઉભ્ભર્યોરે લોલ, બહુ ઉભ્ભર્યોરે લોલ.
મ્હોટા મંદાર નંદ ધામ આનંદ છે બહુરે લોલ.
શ્રી બાલ કૃષ્ણ પ્રભુ જહા બીરાજતારે લોલ. જ્યાં બીરાજતારે લોલ.
ખટ રીતુના ઉત્સવ રૂડા થાય. આનંદ છે બહુરે લોલ. શ્રી બાલ કૃષ્ણ. ટેક.
શ્રી બ્રીજ રત્નલાલની છે કૃપા ઘણીરે લોલ. છે કૃપા ઘણીરે લોલ.
વૈષ્ણવને દે છે સુખદાન આનંદ છે બહુરે લોલ. શ્રી બાલકૃષ્ણ. ૧
અધીકમાં અધીક આનંદ છે રે લોલ, આનંદ છે રે લોલ,
સુદી પુનમે લીલા પ્રગટાય આનંદ છે બહુરે લોલ. શ્રી બાલકૃષ્ણ. ૨
શનીવાર સવારે દરસન થાયછે રે લોલ દરસન થાય છે રે લોલ,
જળ જાત્રા ઉત્સવ સોહાય આનંદ છે બહુરે લોલ. શ્રી બાલકૃષ્ણ. ૩
ગ્રીષ્મ રીતુ લીલા જાણીયેરે લોલ લીલા જાણીયેરે લોલ,
જલ ક્રીડા છે વ્રજ ભગત સાથ આનંદ છે બહુરે લોલ. શ્રી બાલકૃષ્ણ. ૪
છે સુરસ જલ શ્રી જમનાજીનારે લોલ શ્રી જમનાજીનારે લોલ,
શ્રી બાલકૃષ્ણલાલ ન્હાતા નીરખાય આનંદ છે બહુરે લોલ.
શ્રી બાલકૃષ્ણ. ૫

શ્રીબ્રીજરત્નલાલ નીજહસ્તથીરે લોલ નીજહસ્તથીરે લોલ,
કરેસ્નાન વાહલો શોભાવે શ્રી અંગ આનંદ છે બહુરે લોલ. શ્રી બાલકૃષ્ણ. ૬

રીતુ શોહાતા સીનગાર છે રે લોલ. સીનગાર છે રે લોલ,
તેવા શીતલ ભોગ ધરાય આનંદ છે બહુરે લોલ. શ્રી બાલકૃષ્ણ. ૭
ફુલ મંડળી ભારે સજીરે લોલ, ભારે સજીરે લોલ,
મધ્ય બીરાજ્યા આપ બ્રીજરાજ આનંદ છે બહુરે લોલ. શ્રી બાળકૃષ્ણ. ૮

લીલા ઓછવ પ્રભાતે થયોરે લોલ પ્રભાતે થયારે લોલ,
હવે રાત્રે શર્દ શોભાય આનંદ છે બહુરે લોલ. શ્રી બાલકૃષ્ણ. ૯
સાજી સપેતી કમલ ચોકમારે લોલ, કમલ ચોકમારે લોલ.
નીશા આતા તે ચંદની પ્રકાશ આનંદ છે બહુરે લોલ. શ્રી બાલકૃષ્ણ. ૧૦

નવચોકી રમણુ પાટ ઢાળીયારે લોલ, પાટ ઢાળીયારે લોલ.
પ્રભુ રાસ રમણુને કાજ, આનંદ છે બહુરે લોલ. શ્રીબાલકૃષ્ણ. ૧૧
શ્રીબાલકૃષ્ણલાલ તહા બીરાજીયારે લોલ. તહા બીરાજીયારે લોલ.
દીપચંદ જોને તે ખુલ્યા દરશન, આનંદ છે બહુરે લોલ. શ્રીબાલકૃષ્ણ. ૧૨

રાસ રમણુના શીનગાર છેરે લોલ, શીનગાર છેરે લોલ.
સુંદર ભોગ ઉપભોગ અરપાય, આનંદ છે બહુરે લોલ. શ્રીબાલકૃષ્ણ. ૧૩

શ્રીબ્રીજરત્નલાલ ચતુર શીરોમણીરે લોલ, છે શીરોમણીરે લોલ.
બંસી સોહાવી પ્રભુ હાથ, આનંદ છે બહુરે લોલ. શ્રીબાલકૃષ્ણ. ૧૪
વૈષ્ણુવની ભીડ ભારે થઇરે લોલ, ભારે થઇરે લોલ.
વેગે આવે છે જન થોકાથોક, આનંદ છે બહુરે લોલ. શ્રીબાલકૃષ્ણ ૧૫

દરશન કાજે ગીરદી થઇરે લોલ, ગીરદી થઇરે લોલ.
બહુ રાખે સેવકો સંભાળ, આનંદ છે બહુરે લોલ. શ્રીબાલકૃષ્ણ. ૧૬

ઉત્સવશોભા જોઇ હરખીયારે લોલ. જોઈ હરખીયારે લોલ.
શ્રીશ્રીજરત્નલાલની છે બલીહાર, આનંદ છે બહુરેલોલ. શ્રીબાલકૃષ્ણ. ૧૭
જેજેના સોહોર બહુ ગર્જતારે લોલ. બહુ ગર્જતારે લોલ
સહુને દરશન દેછે શ્રીનંદલાલ, આનંદ છે બહુરે લોલ. શ્રીબાલકૃષ્ણ. ૧૮



## ડોલઉત્સવ પદ.

( રાગ કાફી હોરીનો )

શ્રીબાલકૃષ્ણલાલ છો રસીલા, તમારી છે અદભુત લીલા. શ્રીબાલકૃષ્ણ-ટે૦
ન થવાનું કરો નંદલાલા અકલકલા છે તમારી.
રીતુ વરષાને વસંત બનાવી, હોરીલીલા મન ધારી.
ખેલવાલા ખેલો છો ભારી. શ્રીબાલકૃષ્ણ. તમારી છે. ૧
અધીક ભાદરવા વદ પડના દીન, લીલા વાલે પ્રગટાવી.
અતી રશીલા શ્રીજરત્નલાલ છે, ઇચ્છા પ્રભુની જાણી.
રીજવે તેમ આનંદ માની. શ્રીબાલકૃષ્ણ. તમારી છે. ૨
હોરી વસંત ખેલાવી પ્રભુને, ફુલડોલમાં ઝુલાવ્યા.
અબીર ગુલાલ અતી નવરંગે, પ્રીતે પ્રભુને ખેલાવ્યા.
કીર્તન ધમાર ગવાયા. શ્રીબાલકૃષ્ણ. તમારી છે. ૩
પ્રતીવર્ષથી અધીક ખેલ છે. અબીર ગુલાલની આંધી.

કેસુરંગ પીચકારી છુટે બહુ, સર્વ સમાજ ભીંજાવ્યો.
ખેલમા મદન લજાવ્યો. શ્રીબાલકૃષ્ણ. તમારી છે. ૪
ચાર બાગ તેમ ખેલ ચાર છે. લીલા ભાવની રીતે.
ભીડ ધમાલ થાય વૈષ્ણવની. રંગ ગુલાલ રેડાયે.
સજ્જન અંગ રેલાયે. શ્રીબાલકૃષ્ણ. તમારી છે. ૫.
શ્રી બ્રીજરત્નલાલ આપશ્રી. નીજજન સંગબહુ ખેલે.
નીરખે શોભા જીવ્યું ધન્ય છે. લૌકીક જીવ નહી જાણે.
કવીજનશું રે વખાણે, શ્રીબાલકૃષ્ણ. તમારી છે. ૬

---

# રથજાત્રા અક્ષયતૃતીયા તથા હીંડોલા લીલા.

---

## ધોલ.

( રાગ—મામેરાનો. )

સખી ચાલો જઇયેરે નંદધામમા,
બીરાજેશ્રી બાલકૃષ્ણલાલ. લીલા રૂડી નીરખીયે. ૧
શ્રી બ્રીજરત્ન પ્રભુયે કૃપા કરી, આપે અધીકમાં અધીક આનંદ. લીલા. ૨
નીત નવા નવા ઓચ્છવ થાયે છે, દીન દીન આનંદ અધીક સોહાય.
લીલા. ૩

ભાદોવદ બીજને સોમવાર છે, રથજાત્રાના દરશન. લીલા, ૪
સુંદર રથ સજ્યો છે રે ચોકમાં, શોભીતા જોતરીયા છે અશ્વ. લીલા. ૫
સીનગાર પ્રભુને શોભાવીયા, તેવા શોભીના સાજપલાણા. લીલા. ૬
બહુ આભણુ અમોલ પેરાવીયા, જોતા સુખ સેના નવ થાય. લીલા. ૭
એવા રથમા તે હરખે બીરાજીયાં, શ્રીબાલકૃષ્ણ પ્રભુ આપ. લીલા. ૮
વ્રજ વન હરીયારી રે જોઇને, કરે ગવન વ્રજ ભકત ઘેર. લીલા. ૯
આસપાસ નીકટ નીજ દાસ છે. કરે ચંવર મોર છલ હાથ. લીલા. ૧૦
શ્રી વ્રીજરત્ન આપ પખા કરે, છબી જોતાં સુર નર મોહે, લીલા ૧૧
ચાર ભોગ સુંદર આરોગતા, જુથ યતી ભકત ના ભાવ લીલા. ૧૨
તે રીતે દરશન ચાર આપીયા, વૈષ્ણવને કૃપા કરી આજ. લીલા. ૧૩
ઝાંખી અલૌકીક છે શું વર્ણીયે, કેવી અલ્પમતીના જીવ. લીલા. ૧૪
હવે તીજ ભોમ અખાતીજ છે, એ દીવસે ઓછવ મધ્યાન. લીલા. ૧૫
ગ્રીષ્મ રીતુ ઓછવ કહેવાય છે, સર્વ શીતલ છે ઉપહાર. લીલા. ૧૬
ચંદન બંગલામાં પ્રભુજી બીરાજ્યા, ચંદન સુગંધ પંખા ધરાવ્યા.
લીલા. ૧૭
વદ ચોથ વાર બુધ જાણીયે, સંઝા ભોગ પછી હીંદોલ. લીલા. ૧૮
પ્રભુ આનંદ હીંડોલે ઝુલીયા, ઝુલાવે શ્રી વ્રીજરત્નલાલ. લીલા. ૧૯
પ્રસન્ન વદન નીરખી આનંદીયા, વૈષ્ણવ જન બહુ હરખાય. લીલા. ૨૦
વલી પાંચમે અધીક સોહાવીયા, પાંચ હીંડોલે પ્રભુ દરશન. લીલા. ૨૧
ફુલ ગુલછડી ચીત્ર સજાવીયા. કરતા ઝાંખી શીતલ થાય મન. લીલા. ૨૨
મધ્ય હીંડોલે શ્રી બાલકૃષ્ણ ઝુલતા. ચાર હીંડોલે ગાદી સ્વરૂપ.
લીલા. ૨૩

શ્રી મહાપ્રભુજી ઝુલ્યાએ આનંદ છે, શોભા અદભુત દીસે રસાલ.
લીલા. ૨૪
ચાચા ઓચ્છવ લીલા એ વરણવી, કરે ઝાંખી સભાગી તે જન. લીલા. ૨૫

---

# જન્મા અષ્ટમી ઉત્સવ.

## ધોલ ૧ લુ.

( રાગ—આજની ઘડી તે રળીઆમણી )

આજે આનંદ છે અતીઘણો, જન્માઅષ્ટમી પ્રાગટ તણો હોજીરે.
આજે આનંદ. ટેક.
મોટા મંદીરે આનંદ સોહાય છે,
કૃષ્ણજન્મ લીલા નીરખાય છે હોજીરે. આજે. ૧
ભાદો વદ આઠેમ શનીવાર છે,
પ્રભાતે દરશન સુખકાર છે હોજીરે. આજે. ૨.
પંચામૃત પ્રભુને કરાવીયા,
શ્રી બાલકૃષ્ણ સ્વરૂપ મન ભાવીયા હોજીરે. આજે. ૩
શ્રી બ્રીજરત્નલાલ સ્નાન કરાવતા,
આપ કેશરી શ્રી અંગ શોભાવતા હોજીરે. આજે. ૪

વર્ષ ઉત્સવ રીતેથી રીઝાવીયા,
સઉ વૈષ્ણવને દરશન કરાવીયા હોજીરે. આજે. ૫
સીનગાર નંદલાલને સોહાવીયાં,
ભારી ભારી આભણુ ઝલકાવીયા હોજીરે. આજે. ૬
ઓચ્છવ ઓગસરે દરશન ખોલીયા,
કોડ ભારે વૈષ્ણવ જે જે બોલીયા હોજીરે. આજે. ૭
દરસણુ તીલકના એ કેહેવાય છે,
નીરખી વૈષ્ણવ જન હરખાય છે હોજીરે. આજે. ૮
વર્ષગાઠ ઉત્સવ રૂડો મનવશે,
મધ્ય રાત્રે તે જન્મ દરશન થશે હોજીરે. આજે. ૯

---

## જન્માઅષ્ટમી ઉત્સવ. નંદ મહોત્સવ.

---

### ઘોલ ૨ જુ.

( રાગ—પ્રગટયા શ્રી કૃષ્ણુ મન ભાવતારે લોલ. )

આવી વાધ્યો આનંદ નંદધામમારે લોલ, શ્રી બ્રીજરત્નલાલજીને ઘેરજો.
શ્રી બાલકૃષ્ણુ પ્રભુજી બીરાજતારે લોલ, સદા આનંદમાં લીલા લ્હેરજો.
શ્રી બાલકૃષ્ણપ્રભુ મન ભાવીયારે લોલ. ટેક.
આજે ભાદોવદ અષ્ટમીરે લોલ, શ્રી કૃષ્ણુ પ્રાગટ મધ્ય રાતજો.
શ્રી બ્રીજરત્નલાલ કૃપા કરે રે લોલ, લીલા નીરખાવે ભલી ભાતજો.
શ્રી બાલકૃષ્ણુ. ૧

નીશા થાતા તે દરશન આપીવારે લોલ,- પહેલા જાગ્રણ ઝાંખી થાયજો.
મધ્ય રાત્રી સમે થતારે લોલ. જન્મ દરસન પ્રગટાયજો,

શ્રી બાલ કૃષ્ણ. ૨

પુર્ણ સમય દ્વાર ખોલીયારે લોલ, છે ભારે વૈષ્ણવની ભીડજો.
જે જે સોહોર બહુ ગરજતો રે લોલ, નથી ધરતા વૈષ્ણવો ધીરજો

શ્રી બાલ કૃષ્ણ. ૩

પ્રભુ જન્મની ઝાંખી કરે સઉરે લોલ, રાજે નીરૂટ શ્રી બ્રીજરત્નલાલજો
દીસે લીલા નંદ ગ્રેહ મારે લોલ, હેવા દરસન થાય છે રસાળ જો

શ્રી બાલ કૃષ્ણ. ૪

શ્રીબ્રીજરત્નલાલ કેસરીથી શોભતા રે લોલ. કરે પંચામૃત વીધી પ્રમાણજો
શ્રી ગીરીરાજ પધરાવીયા રે લોલ. ઘણા હરખે કરાવે સ્નાનજો

શ્રી બાલ કૃષ્ણ. ૫

અતી ભીડથી વૈષ્ણવ દરસન કરે રે લોલ પ્રહા ભોગના ટેરા સરકાયજો
છઠી પુજન વીધી થાય છે રે લોલ,

હેવે પલના દરસન વેલા થાય જો.

શ્રી બાલ કૃષ્ણ. ૬

પાંચ વાગે પલના ઝાંખી ખુલી રેલોલ. તે શોભા છે અપરંપાર જો.
શ્રી નંદ જસોદા ગોપ ગોપીયોરે લોલ સરૂપ બીરાજે હારોહાર જો

શ્રી બાલ કૃષ્ણ. ૭

સોના પલને ઝુલે છે વાલો પ્રેમથીરે લોલ, શણગાર શોભા નહી કેવાયજો
માતા ભાવ બાપ જસોદા ઝુલાવતારે લોલ,એ ઝાંખી અલોકીક થાયજો

શ્રી બાલ કૃષ્ણ. ૮

વીવીધ રમકડા ધર્યાં છે પ્રભુની પાસમારે લોલ ખેલાવે શ્રીજસોદા માત જો.
ગ્વાલે ગોપી દધી ખેલ ખેલતા રે લોલ થાય દધી ઓછ્વ રૂડી ભાત જો.
શ્રી બાલ કૃષ્ણ. ૯

માહે વૈષ્ણવ જન બહુ ખેલતારે લોલ દધી કેસરી ઉડાવે થઇ મગ્નજો.
દરશનની ભીડ થતી બહુરે લોલ પડે લપસી દધીથી ઘણા જનજો.
શ્રી બાલકૃષ્ણ. ૧૦

સુંદર કીરતન થાય લીલા તણારે લોલ બહુ બહુ રીતે વાજીંત્રના શોરજો.
કેસરીઆ મંડલી ભજન કરેરે લોલ ઢોલ થાલીના નાદ બહુ જોરજો.
શ્રી બાલકૃષ્ણ. ૧૧

દરવાજે ટંકારખાના ગડગડેરે લોલ સુણી વૈષ્ણવ વેગે જાયજો;
આનંદ કોલાહલ નીરખતારે લોલ સુરી નરદેવ લલચાયજો.
શ્રી બાલકૃષ્ણ. ૧૨

એવો નંદ મહો ઓછ્વ વરણી કહ્યોરે લોલ કવીજન બુદ્ધી અનુસારજો,
બીજી લીલા હવે ગાઇશુંરે લોલ શ્રી ગુરૂ કૃપાથી સુખકારજો.
શ્રી બાલકૃષ્ણ. ૧૩

---

ધોલ રાગ. પુનમ ચાંદનીનો.

સખી આનંદનો સાગર છે, નંદ ધામમાંરે, જહા બીરાજે પ્રભુ
બાલ કૃષ્ણલાલા,
બાલ રમણુ મન હર્ણુ જસોદા બાલ છે રે.
સુંદર મંદીરની શોભા રશાલ છે રે. વ્રજગોકુલ લીલાના છે ઠામ,
બાલ રમણુ મન હર્ણું જસોદા બાલ છે રે. સખી ટેક.

## સાખી ૧ લી

શ્રી વલ્લભ સુત પ્રેભુને લડાવતા, નીત નઉત્તમ લીલા રશાળ.
શોભા ઘણીશી વરણીયે, નીરખી થઇએ નીહાલ.
આજે ભાદરવા વદ એકાદસી અધીક છે રે, દાન લીલા કુંડવારા દરસન
બાલ રમણ. સખી, ૧

## સાખી, ૨ જી.

મધ્યાન સમે દરશન ખુલ્યાં, થઈ વૈષ્ણવની બહુ ભીડ.
થોકા થોક જન આવતા, દોડે નર નારી થઇ ધીટ.
સાજ્યો કુનવારો સામગ્રી ઘર દુધનીરે, દીશે ભર્યો મોટો જાણે અન્નકુટ.
બાલ રમણ, સખી. ૨

## સાખી. ૩ જી.

બરફી પેંડા દહી મહી ઘણા, વીવીધ વસ્તુ દેખાય.
ઉપર વરખ બહુ ઝલકતા, રશ સમુદ્ર શોભાય.
પ્રભુ બીરાજે સામગ્રી આરોગતારે, એ સામગ્રી જોતા નહી ઓળખાય.
બાલ રમણ સાખી. ૩

## સાખી, ૪ થી.

જન જોતા વીસ્મય થાયે છે, કરે પ્રભુના દરસંન.
સામગ્રી નીહાલતા, ત્રુપ્ત થતુ નથી મન.
ધન્ય ધન્ય શ્રીજ રત્નલાલ મહારાજનેરે, કરો કારજ હેવા ભરી પ્રભુનારૂ ૫.
બાલ રમણ. સખી.

સાખી. ૫ મી.

સામગ્રીની શોભા ઘણી, ભર્યો કમલ ચોક ભરપુર.
દાન લીલા કીર્તન ગાય છે, બે મંડળીના મળે સુર.

ગોપી જનની હારો ઉભી બે પાસ માંરે,માથે ધરીયા દીશે મહીમાખણના
માટ. બાલ રમણ સખી,

સાખી, ૬ ઠી.

થાય દાટી બહુ લોકની; દરસન કાજ અકલાય.
શેવક સંભાલ બહુ રાખતા, જેમ ઝાંખી સરવને થાય.

બંદોબસ રાખે છે મોટા ભાવીક વૈષ્ણવોરે,
દયા રાખી સઉને લેતા કરી જતન.
બાલ રમણ સખી.

સાખી ૭ મી.

એ દીવસે સંજા સમે, ગોપ અષ્ટમી થાય.
ભોગ સરે લીલા થઇ, પ્રભુ નીકટ ઉભી ગાય.

ગાયો સંગે શ્રી નંદલાલે દરસણ આપીયારે,
માન આપે છે, ગઉને લીલા ભાવ.
બાલ રમણ સખી.

સાખી ૮ મી.

શ્રી બ્રીજરત્નલાલ બહુ સ્નેહથી; કીધા ગૌપુજન.
મિષ્ટાન્ન સારા ખવરાવીયાં ગોધન કરીયા પ્રસન્ન.

આજ લીલાના દરશન હેવા કરાવીયારે
કૃપા કરી બ્રીજરત્નલાલ મહારાજ.
બાલ રમણુ સખી.

# દીવાલી ઉત્સ્વ.

## ધોલ.

રાગ સોરઠ.

શ્રી બાલકૃષ્ણુ પ્રભુ સુંદર રૂપ શોભાવતારે ભગ્ત મન ભાવતારે. શ્રી. ટેક.
નવા આનંદ તમને નીત ભાવે શ્રી વલ્લભ સુંતતે રીતે લડાવે.
ભાદોવદની ચતુરદશીયે દીવાલી શોભાવતારે. શ્રી બાલ. ૧
કાચ બંગલા બન્યા અવાશે કમલ ચોક સાજ્યા પ્રકારી,
દીપરોશની શોભા બહુ ઝલકાવતારે. શ્રી બાલ. ૨
સંજા સમે લીલા શોભાવી પ્રભુએ ગાયો કાન જગાવી,
ગોધન સંગે પ્રસન્ન રૂપ નીરખાવતારે. શ્રી બાલ. ૩
ગોપ ગાયને કહ્યું હર્ખંસુ પ્રભાતે શઉની ગાય ખેલવશું,
કરી પુજન બહુ પકવાનો ખવડાવતારે. શ્રી બાલ. ૪
શ્રી બાલકૃષ્ણ બંગલામાં શોભે સ્વરૂપ ઝાખી કરતાં મન લોભે.
થાતી આરતી કાંતી તેજ દીપાવતારે. શ્રી બાલ. ૫

કાન જગાવ્યા લીલા વસી મન થયા પછી તહા બીજા દરશન,
દીપમાલ હટડી લીલા દરસાવતારે. શ્રી બાલ. ૬
એવી દીવાલી શોભા સારી, ફુટે ફટાકા અવાજ ભારી,
ટકોરખાના વાજીંત્રો બહુ વાગતારે. શ્રી બાલ. ૭
દેખ દીવાલી લીલા જોઇ વૈષ્ણુવ જન રહ્યા મન મોહી,
શ્રી શ્રીજરત્નલાલની કૃપા થકી સુખપાવતારે. શ્રી બાલ. ૮
વૈષ્ણુવ જન હર્ષે બહુ ફુલ્યા થસે સવારે ગોવરધન લીલા.
જન આનંદ ઉર ઉમંગ નથી સમાવતારે. શ્રી બાલ. ૯

# શ્રી ગોવરધપુજા લીલા.

રાગ લાવણીનો

શ્રી બાલ કૃષ્ણુ રસ રૂપ ગોકુલ વ્રજ ભુપ પ્રભુ સુખ કારી.
શ્રી શ્રીજરત્નલાલની જઇયે સદા બલીહારી. શ્રી બાલકૃષ્ણુ. ટેક.
તમે રાજો સુરત નંદધામ જાણે સઉ નામ ગોકુલ વ્રજ સ્થાપ્યા,
કરી કૃપા વૈષ્ણુવને સદા તમે સુખ આપ્યા. શ્રી બાલકૃષ્ણુ. શ્રી. ૧
નીત નવા આનંદ બહુ થાય શોભા સોહાય લીલા છે ન્યારી,
આજ ગોવરધન ઓછવ થાય છે ભારી. શ્રી બાલ. શ્રી. ૨
ભાદરવા વદ અમાસ પુરષોત્તમ માસ જાણે નરનારી,
એ મહીમા કારણે રીજવે પ્રભુ મન ધારી. શ્રી બાલ શ્રી. ૩

પર્વ તીથી સ્હવારે થાય ઉત્સવ કહેવાય ગોવરધન પુજા,
આવે દરસને વૈષ્ણવ જન ઉતાવલે ઝાઝા. શ્રી બાલ. શ્રી. ૪

પ્રભુ આપ કૃષ્ણ નંદલાલ સોના સુખપાલ બીરાજી આવ્યા,
સ્વારી સોભાથી ગોવરધન ચોક શોભાવ્યા, શ્રી બાલ. શ્રી. ૫

નીજ સેવક અહી સુખપાલ છત્ર રશાળ ચમર ઢલકંતા,
મોર છલ્લ પંખા અબ્દાગીરી ચલકંતા. શ્રી બાલ. શ્રી. ૬

કરે કીરતન સંગ સમાજ જયજયના અવાજ મહારાજ સંગ શોભે,
સ્વારી શોભા જોઇ દેવ વીમાને મન લોભે. શ્રી બાળ. શ્રી. ૭

શ્રી બાળકૃષ્ણ એ સ્વરૂપ ગોકુલના ભુપ ઝાંખી દરસાવે,
આભણ અલંકાર જોતા ત્રીલોક લજાવે. શ્રી બાલ. શ્રી. ૮

ધર્યો મોર ચંદ્રીકા મુગટ મોહ્યા જોઇ લટક નીરખે મન હરતા,
પ્રભુ સરવ સેવકને કૃપા દ્રષ્ટીથી જોતા. શ્રી બાલ. શ્રી. ૯

બીરાજે ગોવરધન ચોક ગાયોના થોક ગ્વાલ સંગ રાજે,
ધર્યા ભેખ વન સીનગાર ગોપ ગૈસાજે. શ્રી બાળ. શ્રી. ૧૦

ચોક મધ્ય રાજે ગીરીરાજ લાલાને કાજ પંચામૃત થાતા.
શ્રી બ્રીજ રત્નલાલજી ભગતરાજને રીજવતા. શ્રી બાળ. શ્રી. ૧૧
કીધા પુજન સુખસાર કરી દુધ ધાર ભોગ તહાં ધરીયા,
આરતી ઓવારી પ્રસન્ન ગોવરધન કરીયા. શ્રી બાળ. શ્રી. ૧૨
તહા ગાયોને પરસાવી આનંદ મન લાવી ગોધન વંદ પુજે,
એ શોભા જોઇ વૈષ્ણવ જન બહુ રીજે. શ્રી બાલ. શ્રી. ૧૩

પકવાન ટોપલા ધર્યા ખવરાવે બહુ ભર્યા ગાય સંતોષી,
જોઇ પોરી ધુમરી રાતી સરવને પોખી, શ્રી બાલ. શ્રી. ૧૪

પછી ગાયોને ખેલાવી ગ્વાલ મનાવી લીલા થઇ સારી,
કરે વૈષ્ણવ જન દરસન જે જે ધ્વની ભારી. શ્રી બાલ. શ્રી. ૧૫
પધાર્યા સ્યામ શરીર આપ મંદીર સ્વારી શોભાયે.
છે લીલા સીધુ સુખકાર વર્ણન નહી થાય. શ્રી બાલ. શ્રી. ૧૬

## અન્નકોટ દરશન

### ધોલ.

( રાગ—બરાનપુરી )

શ્રી બાલકૃષ્ણ ચરણ સુખકાર, શીષ નાસુ વારંવાર.
ગુરૂકૃપાને આધાર. વરણું લીલા પ્રભુની. ૧
મોટા મંદીરે આનંદ, સુખ લે વૈષ્ણવ વૃંદ;
નીરખવા શ્રી ગોકુલ ચંદ, આવે થઇને પ્રસન્ન. ૨
આજે અન્નકોટ દરશન, ઉમંગ ધર્યો છે બહુ દન;
નરનારી અગણીત જન, ભર્યો સાગર દીશે. ૩
આતા બપોરથી ભરાતા, મોટા ચોકે નથી સમાતા;
દરશન કાજે સઉ તરસાતા, લોકો આવે થોકે થોક. ૪

સાખી ૧.

ચોક ચોક જન આવતા, નરનારી વૃદ્ધ ને બાળ.
દરસનનો સઉને પ્રેમ છે, દીશે શોભા રસાળ.

શોભા જોતા દીસે સારી, ન્યારા રંગે નરને નારી;
જન સાગર મેળો ભારી, તીર્થ જાત્રા જેવી. ૧
મધ્યાન થતા લોક ભરાતા, દરશન કાજે સઉ તરશાતા;
મોટા ચોકે નથી સમાતા, થાતો શોરબકોર. ૨
શ્રી શ્રીજીરત્ન કૃપા કરશે, ત્યારે પ્રભુના દરશન થાશે;
એમ વૈષ્ણવ રહેતા આશે, અતી થાતા રે આતુર. ૩
સાંજ પડતા દરશન થાતા, ખુલ્યા દરવાજે સઉ ધાતા;
પડતા અથડાતા ભરાતા, દોડે દરશન કરવા. ૪

સાખી ૨ જી.

દરશન થાતા ગડગડયા, ઢોલ નગારા નાદ.
વાંજીત્રો બહુ વાગીયા, થાય ઘણો તહાં સાદ

સાદ થાતો બહુ જન શોર, જાય લોક કરીને જોર.
પણ પોલીશોનો છે દોર, દ્વારે ઉભા જઇ. ૧
પોલીશ લેતા તજવીજ રીત, લોકો રાખે મનમાં ભીત;
ચોડે લેતા જનને હીત, બંદોબસથી છે સુખ. ૨
જાતા દોડી દરશન કાજે, નીજ મંદીર પ્રભુ બીરાજે;
સામગ્રી જોતાં દુઃખ ભાંજે, નીરખે ધીરજ ધરી. ૩
ભીતર દ્વારે ભાડ થાતા, સેવક સંભાલી તહાં લેતાં;
સારા વઇશનવ ઉભા રહેતા, સઉની રાખે છે સંભાળ. ૪

સાખી ૩ જી.

સંભાળ સરવે રીતથી, કાંઇ થાય નહી નુકસાન.
પ્રતાપ છે બાલકૃષ્ણનો, શ્રીજીરત્ન દયા નિધાન.

જહાં કૃપા છે શ્રી ઘનસ્યામ, એ છે પરમાત્માના ધામ;
નહી રહે તાંહા દુઃખનાં નામ જાણે જગત સહુ. ૧

કરતા દરશન વૈષ્ણવ જન જોતા શીતલ કરતા મન,
કહેતા જીવ્યું ધન્ય ધન્ય જોઇ લીલા ગીરીધરણું. ૨
જોયા શ્રી ગીરીધરને ધારી સામગ્રીની શોભા સારી,
રચના અન્નકોટની ભારી જેવો સાગર ભર્યો. ૩
જાણીયે શું શું વસ્તુ નામ દ્રષ્ટી રહેતી નથી ઠામ,
નહીં બુદ્ધી કરે કામ જોઇ ચકીત થયા. ૪

સાખી ૪ થી.

ચકીત થયા સઉ જોઇને ગીરીરાજ ઉંચો દેખાય,
તેમ સામગ્રી શોભતી રચ્યો કોટ જણાય

શું કહીએ વરણી નામ છપન ભોગ પ્રભુને ધામ,
ન હોય માનવના એ કામ કવી કેમ વરણે. ૧
વસ્તુ શું કહુ વીસ્તારી જીવ બુદ્ધી જાય છે હારી,
નજરે જોવાય ધારી ધારી વાણી વીચરે નહીં. ૨
સખડી ભાત ગોવરધન સાજે હેંસી મણુ ચોખાનો રાજે,
તેના પ્રમાણમાં પ્રભુ કાજે બીજી સામગ્રીના કોટ. ૩
કરતા કરાવતા ભગવાન તેનુ પ્રત્ક્ષ પમાણુ,
શ્રી વલ્લભવંશ પ્રભુ છે જાણુ આપકારજ કરે. ૪
શ્રી વલ્લભવંશ શોભાવે આજ શ્રી બ્રીજરત્નલાલ મહારાજ.
કરતા કુલ ભુષણ શુભ કાજ છે અદભુત પ્રતાપ. ૫

સાખી ૫ મી.

મંડપ મોટો બાંધીયો સભા ભરી શ્રી દાન,
ભક્તી બોધ તમે આપીયા સંતોષ્યા બહુ જન.

વૈષ્ણવ જનને જ્ઞાન સમજાવ્યા મોટા શાસ્ત્રીયો બોલાવ્યા,
તેનાં શાસ્ત્ર બોધ અપાવ્યા આપ્યા અધીક આનંદ. ૧

૬ રીતુ ઉત્સ્વ થયા તેવા દીવસમાન દેખાયા,
શીત શીશીર વસંત શોભાવ્યા ગ્રીષ્મ વરષાને સરદ.
ઉત્સ્વ દાન સુંદર દરસાતા જેમ જોઇએ તેમ શોભાતા.
શ્રી કૃષ્ણ પ્રતાગછે વીખ્યાતા મહાત્મ જણાવે ભગવાન.
કીરતન અન્નકોટ ગવાયા ઈંદ્ર કોપ ભાવ જણાયા,
સમય મેઘ તરત વરસાયા આદી લીલા દેખાઈ.
શ્રી બાલકૃષ્ણ પ્રભુ આપ છે ચમત્કાર અમાપ,
દીહા ઓાછવ દીન પ્રતાપ જાણે અનુભવી જન.
નીર વીધે થયા સઉ કાજ જેમા દ્રવ્ય શ્રીમના સાજ,
સધ્યા શ્રી બ્રીજરત્ન મહારાજ કરી કૃપા અથાગ.
સદા આનંદના એ સ્થાન વળી આવ્યો આનંદ જાણ.
મહારાજ જન્મ વખાણ સુંરત ભગત ભાગ્યવાન.
શ્રી ગુરૂ કૃપાયે નીજ ધામ વરણું લીલા ધરી હામ,
કહી થોડામાં તમામ સેવક પામે છે વીરામ



દુહા.

લીલા રસજે સીંધુની બુંદ ગ્રહી મહા ભાગ
સાર સાર રચના રચીં લીધો શ્રમ અથાગ. ૧
ભગ્ત જન હીત કારણે કર્યુ વર્ણન પ્રકાશ.
પ્રેમ સહીત ગાજોસવ વૈષ્ણવ જન સુખરાસ ૨

શ્રી કૃષ્ણાર્પણ ઇતી શુભં.

લી૦ દાસાનુદાસ
ત્રીકમદાસ શીવદાસ,
નવાપુરાવાળાના જય શ્રી કૃષ્ણ.



## સુરત મોટા મંદીરના
### નીત્ય આનંદનું ધોલ

(રાગ ગીરધારીનો)

સાહેલીરે નંદ ભુવનમા જઇએ શ્રી બાલકૃષ્ણ પ્રભુને નીરખીયે, ટેક
જોઇયે નંદ જસોદાના લાલારે.
સંગે શોભે શ્રી વલ્લભ બાળારે.
બાલકને બાળક બહુ વ્હાલારે.
શ્રી ગોકુલ નીરે સખી લીલાના સુખ લઇયે. શ્રી બાળ. સાહેલીરે. ૧
જસોદાજીયે લાડ લડાવ્યારે,
પ્રભુ તે શ્રી વલ્લભ ઘેર આવ્યારે.
જહાં સુખ ઘણા મન ભાવ્યારે.
ગો લોકનારે વૈભવવાલાને સોહીયે. શ્રી બાળ. સાહેલીરે. ૨

નહીં બીરાજે શ્રી બ્રીજરત્નલાલરે.
એ કહીયે પરમ દયાલરે.
વાલા વૈષ્ણુવના પ્રતી પાલરે.
એમની ગોદમારે જોઇ લાલને વારણાં લઇયે શ્રી બાળ. સાહેલીરે. ૩
લાડકડા ગોવીંદરાય લાલરે.
મોટા કુવેર રૂપે રશાળરે.
તેજેશ્વરી શોભે છે બાલરે.
નીકુંજનારે કુંજ બીહારીએ કહીયે. શ્રી બાળ. સાહેલીરે. ૪
છોટા મધુસુદન રસ રૂપરે.
છે કોમલ કાંતી અનુપરે.
જોઇ પ્રસન્ન થાય વ્રજ ભુપરે,
નંદ ભુવનેરે જુગલ કુંવર એ જોઇયે. શ્રી બાળ. સાહેલીરે. ૫
ઝાંખી પલનાની મન ભાવેરે,
શ્રી વલ્લભ સુત પ્રભુને ઝુલાવેરે.
નીજ કુંવર નીકટ ખેલાવેરે,
બાળ લીલારે નીરખીને આનંદ થઇયે. શ્રી બાળ. સાહેલીરે. ૬
નજ ગોકુલ લીલા સોહાયેરે,
તે શ્રી વલ્લભ ઘેર નીરખાયેરે.
એમના લાડે રીજે વ્રજરાયેરે,
ધન્ય જીવ્યુંરે એ લીલા જોઇ હરખાયે. શ્રી બાળ. સાહેલીરે. ૭
એવું ધામ સુર્યપુર સાજેરે,
કરી ગોકુલ કૃષ્ણુ બીરાજેરે.
વૈષ્ણુવ ભગતી જનકાજેરે,
પ્રભુ ધામનારે જોઈ આનંદ બલીહારી જઇયે. શ્રી બાળ. સાહેલીરે. ૮

મંદીર સોભા બહુ સારીરે,
વૈષ્ણવ મંડળ જહા ભારીરે.
કથા કીરતનની બલીહારીરે.
જોઈ આનંદરે તનમન વારી દઈયે. શ્રી બાળ. સાહેલીરે. ૯
સખી શ્રી પુરષોત્તમ માસરે,
આનંદ અધીક એ અવાસેરે.
મારૂ મન અતી હુલ્લાશેરે,
સુખ અવધીરે કહે ત્રીકમ તહાં જઈ રહીયે. શ્રી બાળ. સાહેલીરે. ૧૦

---

## શ્રી ગોવીંદરાય લાલબાવા વીશે ગાયન.

### રાગ ગરબાની દેશી.

( લટકાલો શ્રી ગીરીવરધારી )

શ્રી ગોવીદરાય લાલ છો રસાળા,
શ્રી બાલકૃષ્ણ પ્રભુના વ્હાલારે. શ્રી ગોવીંદરાય ટેક.
કુંજ બીહારી નામ છે ન્યારા,
કુંજ લીલામાં પ્રભુના પ્યારારે શ્રી ગોવીંદરાય શ્રી. ૧
જોતા વ્હાલા લાગો છો લટકાલા,
આપ દીશો પ્રગટ નંદલાલારે. શ્રી ગોવીંદરાય. શ્રી. ૨
માતા કૃષ્ણ પ્રીયા વહુજીના જાયા,
શ્રી બ્રીજરત્નલાલ તાત કેવાયારે. શ્રી ગોવીંદરાય. શ્રી ૩
તમને નીરખે હરખ બહુ આવે
મીઠા બોલ કોમલ મન ભાવેરે. શ્રી ગોવીંદરાય શ્રી. ૪
ભાગ્યવંતા શોભીતા છો બાળ.
હસતા શ્રી મુખ લાગે રસાળરે શ્રી ગોવીંદરાય શ્રી. ૫

સુંદર નાશીકા નેત્ર રતનાળા,
લટકે શ્યામ અલક ઘુંઘરાળારે. શ્રી ગોવીંદરાય. શ્રી. ૬
સકુમાર ગોરા શ્રી અંગ
આભરણ શોભીતા ધરો નવરંગરે. શ્રી ગોવીંદરાય શ્રી. ૭
રૂપવંતા ને છો ગુણવંતા,
લાડકડા મંદીરમા મહાલંતારે. શ્રી ગોવીંદરાય. શ્રી. ૮
આવો આનો રાજાજી સહુ કેતા.
પ્રેમે ઘેલા વૈષ્ણવજન થાતારે. શ્રી ગોવીંદરાય. શ્રી. ૯
તમને છોટા બાંધવ સંગે સોહીયે,
મધુસુદન લાલ મન મોહીયેરે. શ્રી ગોવીંદરાય. શ્રી ૧૦
જુગલ જોડ જોઇ હરખંતા,
શ્રી નંદભુવનમાં ખેલંતારે. શ્રી ગોવીંદરાય. શ્રી. ૧૧
તાત ગોદ રમો સુખદેના
હમે નીરખીને વારણા લેતારે. શ્રી ગોવીંદરાય. શ્રી. ૧૨
માત તાત ભ્રાત સંગ જોડ,
રાજો અવીચલ પુરો કોડરે. શ્રી ગોવીંદરાય. શ્રી ૧૩
શ્રી બાલકૃષ્ણ પ્રભુને રીજવજો.
સદા વૈષ્ણવને સુખદેજોરે. શ્રી ગોવીંદરાય. શ્રી. ૧૪
સહુ સેવક આશીષ દેતા,
ચીરંજીવી રહો એમ કેતારે. શ્રી ગોવીંદરાય. શ્રી. ૧૫
જુગ જુગ વસો સુરત નંદધામ,
શ્રી વલ્લભવંસ પુરણ કામરે. શ્રી ગોવીંદરાય. શ્રી. ૧૬
શ્રી ગોવીંદ પ્રભુ તમારા ગુણ ગાયા.
રાખો દાસ ત્રીકમપર માયારે. શ્રી ગોવીંદરાય. શ્રી. ૧૭

ષડરીતુ મહોત્સવ આનંદ સમાપ્ત.

